# પશ્ચિમ તરફનો લાંબો રસ્તો



# 1. નવી જમીન




"જો, કાર્લ એરિક," જોનાસે કહ્યું,

"અમેરિકામાં રસ્તા સોને મઢેલા નથી."

"અચ્છા, જોનાસ!" કાર્લ એરિકે કહ્યું.

એણે એના નાના ભાઈને જોઈને સ્મિત કર્યું.

"એ તો કંઈક એવું છે જે લોકો કહે છે.

એનો અર્થ છે કે અમેરિકા એક સમૃદ્ધ દેશ છે."

"આપણે અમીર બનીશું?" જોનાસે પૂછ્યું.



"કદાચ અમીર નહીં," એના પિતાએ કહ્યું,

"પણ આપણે ક્યારેય ઝાડની છાલના બનેલા પાઉં

ખાવા નહીં પડે, જેમ આપણે સ્વીડનમાં કરતા હતા."







બાર દિવસ એક સ્થળાન્તર કરાવનાર મોટી હોડીમાં વિતાવ્યા પછી, એને ફરી જમીન પર ચાલવું સારું લાગી રહી હતું.

પણ ન્યૂયોર્ક એમને માટે બરાબર શહેર ન હતું.

એ બહુ મોટું, ભીડવાળું અને ઘોંઘાટિયું શહેર હતું.

સીટી વાગતી, લોકો બૂમ પાડતા.

એક ટ્રેન એમની સામેથી નીકળી.

"ભગવાનનો પાડ માનો કે આપણે અહીં રહેતા નથી," મમ્માએ કહ્યું.

એણે એના નાના બાળકને કસીને આલિંગન આપ્યું.




ગાડી એક વ્યસ્ત ઘાટ પર જઈને ઉભી રહી.

ત્યાં એ એક નૌકામાં સવાર થયા.

મમ્માએ હડસન નદીની સામેની બાજુ ન્યૂ જર્સીની લીલી ટેકરીઓ જોઈ.

મિનેસોટા માટે હજી કેટલો લાંબો રસ્તો હશે?

એને  વિમાસણ થઈ.

"દેશવાસીઓ, ધ્યાન આપો!"

રેલરોડ એજન્ટે બૂમ પાડી.

"તમારા સામાનની નોંધણી થઈ ગઈ છે.

હવે તમે તમારા પોતાના ભરોસે છો.






સ્થળાન્તર કરાવવાવાળી ટ્રેન

તમારે ફિલાડેલ્ફિયામાં બદલવાની છે.

શું તમારામાં થી કોઈ અંગ્રેજી જાણે છે?

નહીં?

ઠીક છે, તમે તમારી ટિકિટ બતાવજો.

ટ્રેન ઘણા સ્ટેશનો પર ઉભી રહેશે.

તમારા બાળકો પર ધ્યાન રાખજો.

શાંત રહેજો અને સાથે રહેજો."

કાર્લ એરિક અને જોનાસ

બીજા લોકોથી આગળ ભાગ્યા.

એ ટ્રેનમાં ચઢી ગયા.

અંદર ગરમી હતી.

ગેસની બત્તી ડબ્બામાં રોશની આપતી હતી.

"અરે, કાર્લ એરિક!" જોનાસ ધીમેથી બોલ્યો.

એણે લાલ સુંવાળી સીટને હાથ લગાડયો.

"આ જરૂર રાજાની ટ્રેન હશે!"

"જો, અમેરિકામાં કોઈ રાજા નથી,"

કાર્લ એરિકે કહ્યું.

"અમેરિકામાં બધા આવી જ રીતે પ્રવાસ કરે છે."

"તમે બંને અહીં શું કરી રહ્યા છો!"

એક ક્રોધિત અવાજ આવ્યો.



"દોડ!" કાર્લ એરિકે

જોનાસને કહ્યું.

એ ડબ્બામાંથી નીકળ્યા, પગથિયાંથી નીચે ઉતર્યા અને બહાર પ્લેટફોર્મ પર આવ્યા.

રેલરોડનો એજન્ટ હસ્યો.

"તમે લોકો પ્રથમ શ્રેણીમાં શું કરી રહ્યા હતા?

જુઓ છોકરાઓ, ત્યાં છે તમારો ડબ્બો."

એના ડબ્બામાં ભીડ હતી,

અંદર અંધારું હતું, અને ઠંડી હતી.

એમાં લાકડાની બેન્ચ હતી.

એક પાણીની બાલદી હતી, અને
એક કોલસાનો ચૂલો હતો.

અમેરિકામાં પહેલી રાત,

એ ભોંય પર સૂતા.





"ફિલાડેલ્ફિયા!" કન્ડકટરે બૂમ પાડી.

"ઉઠો, છોકરાઓ!" પાપાએ કહ્યું.

"આપણે અહીં ટ્રેન બદલવાની છે."

બહાર અંધારા પ્લેટફોર્મ પર સિટી વાગતી રહી,

કન્ડકટર બૂમ પાડતા રહ્યા.

ટ્રેનોની અવરજવર ચાલુ હતી.





"આપણે કઈ ટ્રેન લેવાની છે?"

કાર્લ એરિકે એના પિતાને પૂછ્યું.

પણ પાપાએ કોઈ ઉત્તર ન આપ્યો.

એ ખોવાયેલા હતા અને અસહાય લાગી રહ્યા હતા.

એક કૂલી એની પાસે આવ્યો.

"સ્થળાન્તર કરવા માટેની ટ્રેન," એણે ઈશારો કરીને કહ્યું.

કાર્લ એરિક અને જોનાસે એને તાકીને જોયો.

એમણે પહેલા ક્યારેય એક અશ્વેત વ્યક્તિને જોઈ ન હતી.

# 2. પશ્ચિમની યાત્રા



એક કૂકડાએ બાંગ પોકારી.

જોનાસ ઉઠયો અને એણે ચારે બાજુ જોયું.

મકાઈના એક ખેતર ઉપર સૂરજ ઉગી ગયો હતો.

"શું આપણે મિનેસોટામાં છીએ?" એણે પૂછ્યું.

"નહીં," કાર્લ એરિકે કહ્યું,

"આપણે પેન્સિલવેનિયામાં છીએ - આ મોટી નદીની પાસે ક્યાંક."

એણે જોનાસને નકશામાં દેખાડયું.

પાપાએ બારી પર ટકોરા માર્યા.

"બહાર આવો, છોકરાઓ!" એણે કહ્યું.

"જરા આ ઉપજાઉ માટીને સૂંઘો!

આ વિશાળ કોઠારો અને ખેતરોને જુઓ!"

"ગાયોને જુઓ!" જોનાસે બૂમ પાડી.

"અમેરિકામાં બધું વધારે મોટું છે!"



"શું મિનેસોટામાં આપણા ખેતરવાડીનાં ઘરખોરડાં આવાજ હશે?“ કાર્લ એરિકે પૂછ્યું.

પાપાએ એની પત્ની અને પુત્રો તરફ જોયું.

"જો આપણે તનતોડ મહેનત કરીશું તો," એણે કહ્યું.

"સ્વીડન છોડવું સહેલું ન હતું.

અહીં અમેરિકામાં, આપણને એક વધુ સારું જીવન જીવવાનો મોકો છે."

સ્થળાન્તર કરવા માટેની ટ્રેન હાલક-ડોલક થતી પેન્સિલવેનિયા રાજ્ય તરફ આગળ વધી રહી હતી.

એ ખેતરો, કારખાના, કોલસાની ખાણો,

નદીઓ અને જંગલોને પાછળ છોડતી ગઈ.

"જો, એન્ડર્સ,“ મામાએ પાપાને કહ્યું,

"ભૂર્જવૃક્ષ, સાવ સ્વીડન જેવા!"

"મને જો, મમ્મા!" જોનાસે ચીસ પાડી.

"હું ટ્રેનથી પણ વધારે ઝડપથી દોડી શકું છું!"

"અંદર પાછો આવતો રહે!" મમ્માએ બૂમ પાડી.

"જો તું પાછળ રહી ગયો તો અમે તને કેવી રીતે શોધીશું?"



ટ્રેન એટલી ધીમી ગતિથી ચાલી રહી હતી કે કાર્લ એરિક અને જોનાસ બહાર નીકળ્યા અને પાટાના કિનારે દોડવા લાગ્યા.



સ્ટેશનના પ્લેટફોર્મ પર ચાલીને

એમણે પગ છૂટા કર્યા.

એમણે પાણીની બાલદી ફરી ભરી.

એક વાર ટ્રેન એક બાજુના પાટા પર કલાકો સુધી ઉભી રહી.

એ ત્યાં એક્સપ્રેસ ટ્રેનના પસાર થવાની

રાહ જોતી હતી.

બાળકોએ જંગલી બોર તોડયા.

એણે ખજાનાની શોધ કરી -

સુંદર પથ્થર, પીંછા અને ગોકળગાય.

જોનાસને પિત્તળનું એક બટન મળ્યું.

એના ઉપર એક ટ્રેનનું ચિત્ર હતું.

"આ કોઈ કન્ડકટરનું બટન હશે!" એણે ખુશીથી

બૂમ પાડી.



"જુઓ, પાપા," કાર્લ એરિકે કહ્યું,

"ત્યાં રાતનું ભોજન વેચી રહ્યા છે."

"મને ખબર છે," એના પિતાએ કહ્યું,

"પણ એ ખાવાનું આપણે માટે બહુ મોંઘુ છે.

એની કિંમત પચ્ચીસ સેન્ટ છે."

પાપાએ એને બદલે બહાર એક ખાવાનું
વેચનાર પાસેથી દૂધ, બ્રેડ, સફરજન
અને માંસ ખરીદ્યા.



મમ્માએ ચૂલા માટે એના વારાની રાહ જોઈ.

ડબ્બો ધુમાડો અને ખાવાનું પકાવવાના ગંધથી

ભરાયેલો હતો.

ભૂખ્યા બાળકો એની માઁ નું સ્કર્ટ પકડીને રાહ જોતા હતા.

"મહિલાઓ એનું કામ એની સાથે લઈને આવે છે," એક બરછટ હાથવાળા માણસે કહ્યું.

"જો કંઈ કરવાનું ન હોય તો મને ગમે નહીં."

"મને એવું નથી લાગતું," એના દીકરાએ કહ્યું.

"મને કામથી મુક્ત રહેવાનું જ ગમે છે," કાર્લ

એરિકે માથું હલાવ્યું.

એને ખબર હતી કે એની પાસે મિનેસોટામાં

એના ઘરે કરવાનું ઘણું હશે.



"તું ક્યાં જઈ રહ્યો છે?" કાર્લ એરિકે છોકરાને પૂછ્યું.

"ટ્રેડ લેક, વીસકોન્સિન," એણે કહ્યું.

"અમારા ગામના ઘણા લોકો પહેલેથી જ ત્યાં છે.

મને ત્યાં અંગ્રેજી શીખવી નહીં પડે."

"મિનેસોટામાં અમારા કાકાની દીકરી અંગ્રેજી બોલે છે,“ જોનાસે કહ્યું, "અને એણે એક ઇન્ડિયનને

પણ જોયો છે."

ખટ! ખટ! ખટ! ખટ!

ટ્રેન ધીમી થઈ રહી હતી.

બાળકોએ આગળ રોશની જોઈ.

"પિટ્સબર્ગ!" કન્ડકટરે બૂમ પાડી.

એણે બહુ અસભ્ય રીતે એમને દરવાજાની બહાર ધકેલી દીધા.




શિકાગો એક્સપ્રેસ

બાજુના પાટા પર ઉભી હતી.

પણ એ લોકો એ ટ્રેનમાં ચઢી ન શક્યા.

એક્સપ્રેસ ટ્રેનમાં પ્રવાસી લોકો માટે ડબ્બા ન હતા.

એને પોતાની ટ્રેન માટે બીજા દિવસ સુધી રાહ જોવી પડી.

“પણ ટ્રેનમાં કોઈ સીટ નથી," મમ્માએ કહ્યું.

"પણ અહીં બારીઓ તો છે," પાપાએ કહ્યું.

"કોઈ ડબ્બામાં તો બારીઓ પણ નથી હોતી."



બીજે દિવસે સવારે

એ લોકલ ટ્રેનમાં સવાર થયા.

ટ્રેન પશ્ચિમ તરફ આગળ વધી,

પેન્સિલવેનિયા થી ઓહિઓ સુધી.

એ દરેક સ્ટેશન પર ઉભી રહી.



લોકોએ બારીમાંથી બહાર નગર અને ખેતરોને જોયા.

એમણે હવામાન, ફસલ અને અમેરિકાના નવા કૃષિના મશીનો વિષે વાત કરી.

એમણે પત્રો અને નકશાની આપ-લે કરી.

"મારો ભાઈ એક્સલ કહે છે કે સૌથી સારી જમીન મિનેસોટામાં છે,“ પાપાએ કહ્યું.

"અને ત્યાંનું હવામાન સ્વીડનવાસીઓને અનુકૂળ છે."

"પણ શિકાગોમાં ઘણી નોકરીઓ છે," એક યુવકે કહ્યું.

"હું સ્વીડનમાં જેટલું કમાતો હતો એનાથી ત્રણ ગણું ત્યાં કમાઈ શકીશ. અમેરિકામાં, બધા સરખા છે. ત્યાં કોઈ રાજા-મહારાજા નથી."

કાર્લ એરિકે લાલ સુંવાળી સીટવાળી ટ્રેન વિષે વિચાર્યું.

# 3. શિકાગો



ક્રેસ્ટલાઇન ઓહિઓમાં,

એ સ્ટેશનની ભોંય પર જ સૂઈ ગયા.

બીજે દિવસે સ્થાનીય ટ્રેનથી એ

શિકાગો માટે રવાના થયા.

ક્રેસ્ટલાઇન, ફ્રોર્ટ વેઇન, શિકાગો -

કાર્લ એરિકે એને નકશામાં જોયા.

"હવે આપણે ઇન્ડિયાનામાં છીયે," એણે કહ્યું.

એણે એક શહેરથી બીજા શહેર સુધી નકશામાં

એક રેખા ખેંચી.

"આપણે આજે રાતે શિકાગો પહોંચી શકીયે છીએ," પાપાએ મમ્માને કહ્યું.

"શિકાગો ખિસ્સાકાતરું અને ઠગોથી ભરેલું છે," મમ્માએ કહ્યું.

"ઠગ કોણ હોય છે?" જોનાસે પૂછ્યું.

"એ બદમાશ લોકો હોય છે," પાપાએ કહ્યું.

"એ નવા આવેલા માણસોને લૂંટે છે અને બેવકૂફ બનાવે છે."

જોનાસે સ્મિત કર્યું.

પાપાને કોઈ લૂંટીને મૂર્ખ ન બનાવી શકે.

પાપાએ એના પૈસા એના કોટના અસ્તરમાં

સીવીને રાખ્યા હતા.

"શિકાગો! બધા બહાર નીકળો!"

એ ટ્રેન પરથી નીચે ઉતર્યા.

બહાર ઠગ એની રાહ જોઈ રહ્યા હતા.

"રહેવા માટે ઘર!

ચલણ બદલાવો!"

એ સ્વીડિશ ભાષામાં બોલ્યા.

એક ઠગે મમ્માનું પોટલું પકડી લીધું.

"મારી સાથે આવો," એણે સ્મિત કરતા કહ્યું.

"અહીં આજે કોઈ ટ્રેન નથી."





"એ પોટલાને ત્યાં જ મૂકી દે!"

એક ઊંડા અવાજે રાડ પાડી.

"બિગ કાર્લસન!" ઠગે ચોંકીને કહ્યું.



ઠગે મમ્માનું પોટલું નીચે નાખ્યું

અને એ ભીડમાં ભાગી ગયો.

"એ સૂઅર!" બિગ કાર્લસને બૂમ પાડી.

"એ એના જ દેશવાસીઓને મૂર્ખ બનાવવાની

કોશિશ કરી રહ્યો છે!"

બિગ કાર્લસને એનો હાથ આગળ કર્યો.

"હું સ્વેયા સોસાઈટીમાંથી છું.

અમારા સદસ્યો શિકાગોમાં રહેવાવાળા સ્વીડિશ લોકો છે. અમે તમારી મદદ કરવા અહીં આવ્યા છીએ."

એ પછી પાપાએ રાહતનો શ્વાસ લીધો.

"અમે લોકો મિનેસોટા જઈ રહ્યા છીએ.

શું તમે ટ્રેન શોધવામાં અમારી મદદ કરી શકો છો?"

"મારી પાછળ આવો," બિગ કાર્લસને કહ્યું.

એણે માઁ ને એક ગળી વાળેલું વર્તમાનપત્ર આપ્યું.

"આ વર્તમાનપત્ર સ્વીડિશમાં છે," એણે માઁ ને કહ્યું.

"અંદર નાના બાળકો માટે થોડી મીઠાઈ છે."

"ઘણો આભાર!" માઁ એ કહ્યું.







"લા ક્રોસે, વિસ્કોન્સિન," પાપાએ કહ્યું.

"અહીંથી આપણે આગબોટમાં મુસાફરી કરવાની છે."

"એક આગબોટ!" કાર્લ એરિકે કહ્યું.

"તો એ મિસિસિપી નદી છે.

એની બીજી બાજુ મિનેસોટા છે!

આપણે લગભગ પહોંચી ગયા છીએ!"

"લા ક્રોસે!" કન્ડકટરે બૂમ પાડી.

# 4. મિસિસિપી પર સવારી





સ્ટીમબોટ નદીમાં ઉપરવાસ તરફ ચાલી.

એ દરેક લેન્ડિંગ (ઉતરવાની જગ્યા) પર રોકાણી.

એની સિટી ખીણમાં ગુંજતી રહી.

ખુલા ડેક પર ઉપર,

કાર્લ એરિક અને જોનાસ ગરમાવા માટે

એક-બીજાની હૂંફમાં બેઠા.

એને નીચે પ્રથમ શ્રેણીની કેબિનમાંથી સંગીત

અને હાસ્ય સંભળાઈ રહ્યા હતા.

બીજે દિવસે વહેલી સવારે

એ સેન્ટ પોલ, મિનેસોટા, માં ઉતર્યા.

કાર્લ એરિકે એની માર્ગદર્શિકા કાઢી.

"સર, અહીં સ્ટેશન ક્યાં છે?" ક્રેનબેરી વેચતા એક ફેરિયાને એણે પૂછ્યું.





"હવે આપણે અનોકા, મિનેસોટા જવાની ટ્રેન શોધવાની છે," પાપાએ કહ્યું.

એક્સલ  ત્યાં આપણી રાહ જોઈ રહ્યો હશે."

એ માણસ હસ્યો.

"આ હાથલારીવાળાની પાછળ-પાછળ જાઓ, દેશવાસી,“ એણે સ્વીડિશમાં કહ્યું.




"અનોકા આગામી સ્ટેશન!"
કન્ડકટરે બૂમ પાડી.

પાપા ટ્રેન પરથી કૂદીને નીચે ઉતર્યા.

"એન્ડર્સ!" એક દાઢીવાળા માણસે બૂમ પાડી.

બંને ભાઈ એક બીજાને ભેટ્યા.



એક જુવાન છોકરી શરમાઈને એને જોતી રહી.

"અન્ના સ્ટીના!" મમ્માએ કહ્યું.

"તું પાછલા બે વર્ષોમાં કેટલી મોટી થઈ ગઈ છે!"

"જો તું અન્ના સ્ટીના છે," જોનાસે કહ્યું,

"તો આ તારે માટે છે."

એણે કન્ડકટરનું બટન અન્નાને આપ્યું.

"આવો!" એક્સલ કાકાએ કહ્યું.

"સારા આપણી રાહ જોઈ રહી છે.

આપણે અંધારું થયા પહેલા ઘરે પહોંચી શકીયે છીએ."

"ઘર!" મમ્માએ નિસાસો નાખતા કહ્યું.

"ઘર!"

હવે એમનો લાંબો પ્રવાસ પૂરો થઈ ગયો હતો.

અંતે એ ઘરે પહોંચી ગયા હતા.

એક નવા દેશ અમેરિકામાં પોતાને ઘરે!

# લેખકની નોંધ

1868 અને 1869 ના "ભૂખમરાના વર્ષો" દરમ્યાન, 50,000 થી વધારે સ્વીડિશ પ્રવાસી અમેરિકાના કિનારા પર ઉતર્યા. ઘણા લોકો મફત જમીન મેળવવા પશ્ચિમ તરફ ગયા. ઘણા મિનેસોટામાં વસી ગયા.

એમનો પ્રવાસ મુશ્કેલ હતો. એમને ધીમી ટ્રેનોને જોડેલા "પ્રવાસી ડબ્બા" માં ખીચોખીચ ભરવામાં આવતા હતા, જે બહુ ખરાબ હાલતમાં હતા. એ અંગ્રેજી બોલતા ન હતા, અને ટ્રેન બદલવાનું, વિલંબ થવાનું કારણ, અન્ય પાટા પર ટ્રેનને રોકાવાનું, વગેરે સમજવું અસંભવ હતું. ચાલક દળ ઘણીવાર અસભ્ય વર્તન કરતા હતા અને ઘણી દુર્ઘટનાઓ થતી હતી.

શિકાગોમાં "સ્વી સોસાઈટી" જેવી ક્લબો અને ચર્ચોએ, સ્વીડિશ સમુદાયના હજારો નવા આવવાવાળા લોકોની મદદ કરી.